# રણશિંગુ.



સુણી વીર શસ્ત્રને રંજતા, ન ડરતા લેશ જે ભયથી;
ન મર્દા દૂર ન્હાસે છે, સુણી સહસાજ રણશિંગુ.
મરણીયા માનની ખાતર, ગણે. છે જાનને બ્હેતર;
કપાવે યુદ્ધમાં ગરદન. સુણીને કાન રણશિંગુ.

લેખક. "નિરંજન."

ॐ

# રણશિંગુ

લેખક,

શ્રીયુત. નિરંજન.

પ્રકાશક.

શા. પોપટલાલ ડાહ્યાભાઇ,

ઠે. પાડાપોળમાં-અમદાવાદ.

ધી. યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ કં. લી. માં શા. મોહનલાલ ચીમનલાલે છાપ્યું. ઠે. ટંકશાળ-અમદાવાદ.

સન. ૧૯૨૧ સંવત. ૧૯૭૮

પ્રત. ૨૦૦૦ પ્રથમ આવૃત્તિ

મુલ્ય ૦-૨-૦

## પ્રકાશકના બે બોલ.

મ્હારા મિત્ર શ્રીયુત નિરંજનનાં સ્વદેશ ભકિતનાં સાદી શૈલીમાં લખાએલાં કાવ્યો, મ્હારા વાંચવામાં આવતાં હાલની દેશની ઉપસ્થીત થએલી પરિસ્થીતિની વૃત્તિને પોષવાના આશયથી, આ નાનકડો કાવ્ય સંગ્રહ પ્રગટ કરવામાં આવ્યો છે.

વાંચક વર્ગ જે કંઈ સદ્‌બોધ વાંચી ગ્રહણુ કરશે, તેટલા દરજજે લેખક તથા પ્રકાશક પોતાનો પ્રયાસ સફળ થયો માનશે.

આ કાવ્યોના સંગ્રહમાંનાં કેટલાંક કાવ્યો, જુદાજુદા નામથી જુદાજુદા માસીકોમાં પ્રગટ થએલાં હોવાથી, તે બદલ વાંચક બંધુને શંકા મુકત થવા વિનંતિ છે.

લી. સેવક.

" સજ્જન " ના સવિનય

પ્રણામ.

# ગુરૂચરણે.

પુજ્ય મહાત્માશ્રી વિમળાનંદ બાપુની સેવામાં

આપની વિદ્યાવિલાસી વૃત્તિથી અને પ્રભાવશાળી ચારિત્રથી આકર્ષાઇને આ અલ્પસેવા, આપના ચરણુ કમળમાં સમર્પણુ કરૂં છું, તે સ્વીકારી સેવકને કૃતાર્થ કરશો.

લી. સેવક.

" નિરંજન "

# આપની સીતારી.

સ્વરો દૈવી મધુરા આવતા, એકાન્તમાં કાને;
ગુરૂ ગુલતાન કીધો છે, તમારી તે સીતારીએ.
પ્રગટ એ તેજમય ઝરણું, મહીં ન્હાયો ફરી ન્હાયો;
હરીમમ પ્રાણુ લીધો છે, મધુરી એ સીતારીએ.

સદા આનંદને શાન્તિ, સમર્પે તેજ પડઘાઓ;
સુઝાડયો રાહ સીધો છે, મને તો તે સીતારીએ.
વિમળ પંથી, ગુરૂ, મ્હેમાન, મ્હારા એજ દિનોના;
સુભાગી યોગ સાધ્યો છે, મીઠી પેલી સીતારીએ.

સેવક.

" નિરંજન. "

ॐ

# રણશિંગુ.

ગઝલ

શૂરા સમરાંગણે તેડે, ત્હમોને આજ રણશિંગુ;
હૃદયમાં શૌર્યને રેડે, રસીલું સાજ રણશિંગુ.
સુણી વીર શસ્ત્રને સજતા, ન ડરતા લેશ જે ભયથી;
નમર્દો દૂર ન્હાસે છે, સુણી સહસાજ રણશિંગુ.

મરણીઆ માનને ખાતર, ગણે છે જાનને બ્હેતર;
કપાવે યુદ્ધમાં ગરદન, સુણીને કાન રણશિંગુ.
મુસલમીન, પારસી, હિન્દુ, સુણો સૌ હિન્દના દોસ્તો;
કહે કંઇ ગુપ્તને સાચું, ત્હમારા કાજ રણશિંગુ.



# ભારતી પ્રાર્થનાષ્ટક.

ગઝલ.

મળી સૌ બાળકો યાચે, તમારી સ્નેહની છાયા;
દીઓ આશિષ સુખદાતા, મયાળી ભારતી માતા!
અમારૂં ઈષ્ટ કરવાને, થયા તૈયાર મરવાને;
ધીરજતા આપજો શાતા, મયાળી ભારતી માતા!
તનય તમ દિવ્ય કિર્તીની, મહત્તા લોપ કરશે ના;
ગુણી છો સર્વની જ્ઞાતા, મયાળી ભારતી માતા!
અડગતા સંપને સાધી, તજીશું અન્ય ઉપાધી;
અમારા હિતની ત્રાતા, મયાળી ભારતી માતા!
સુધામય સ્નેહની દ્રષ્ટિ, કરી કાપો થતી કષ્ટી;
અમે સૌ ચર્ણરજ ન્હાતા, મયાળી ભારતી માતા!
વદીશું સત્ય શિર સાટે, મરીશું દેશને માટે;
અચળ એ ધર્મની ધાતા, મયાળી ભારતી માતા!
ફરજ સાચી અદા કરવા, નિડરતા નિત્ય ધારીશું;
ફરીશું મસ્ત મદમાતા, અમારી ભારતી માતા!
નિખાલસ દિલથી નિત્યે, ધરી એકાગ્રતા ચિત્તે;
ગઝલમાં ગાન તમ ગાતા, મયાળી ભારતી માતા!

———*———

# આવાહન.

ગજલ.

પધારો દેશના વીરો, કૃપાળુ કષ્ટ હરવાને;
અમારા દુઃખની વાતો, ધીરેથી કાન ધરવાને.
અધીરા, સુણવા આતુર, બનેલા મસ્ત મનડાની;
ઉછળતી આ અતિ છોળો, સમાવી શાન્ત કરવાને.
અમારી વૃદ્ધ માતાઓ, નીહાળે રાહ બ્હેનો બહુ;
બટુકો, બાલીકાઓ સૌ, બની ઉત્કૃષ્ટ મળવાને.
તજીને સ્વાર્થ દ્રષ્ટિને તમે પરમાર્થ પોષ્યો છે;
શૂરાઓ દેશને માટે, થયા તૈયાર મરવાને.
સુખી કે દુઃખના દિનો તણા સાચા તમે સંગી;
પધારો દેશના પુત્રો, વધાવું વ્હાલના પુષ્પે.

---

# "અમારા આંગણે આજે"

ગઝલ.

પ્રજામાં સ્નેહનાં સૂત્રો, પ્રસાર્યાં પ્રેમથી જેણે;
પધારે દેશના હીરા, અમારા આંગણે આજે.
અમારા દેશના દુઃખે, ઉદાસી ઉર ધારીને;
વડિલ અમ બાળના વીરા, પધારે આંગણે આજે.

સુભાગી સર્વ ભક્તોમાં; અરે દર્શન થશે અમને;
વળી કુંકુમનાં પગલાં, પડે અમ આંગણે આજે.
બનીને પાક સર્વેએ, શહેરને સાફ કીધું છે;
ધ્વજા અમ દેશની કીર્તિ, ફરૂકે આંગણે આજે.
ગયા છે બાયલા ન્હાસી, અમારા અન્ય સાથીઓ.
વીરો આ કેસરી જેવા, તડુકે આંગણે આજે.
અમારાં વીર વાજીંત્રો, ગરજતાં મેઘ ગર્જનથી;
નરોના નેકની નોબત, ગગડતી આંગણે આજે.
મળેલા દેશના મિત્રો, તણો સત્કાર કરવાને;
મળી છે મેહની ઝાઝી. અમારા આંગણે આજે.
રહીમને રામ, આવ્યા છે, પધાર્યો પારસી બંધુ;
સખા સ્વર્ગિય શોભા છે, અમારા આંગણે આજે.



# મંગલ.

ગઝલ.

રહ્યું છે નેક કામોમાં, સદા વિરાજતું મંગલ;
ઘરેઘર ગામ ગામોમાં, ભરાયું ભાસતું મંગલ.
કુસંપી, ક્લેશ, ઝગડાથી, ધરાયા રક્ત રગડાથી;
હવે તો હિંદ આ હર્ષે, મઝાનું માગતું મંગલ.

અદલ ન્યાયી અદાલતમાં, ઘરોમાં રંક લોકોના;
વળી શ્રીમંત ધામોમાં, રસાઇ રાજતું મંગલ.
નિશાના ઘોર અંધારે, ઉજાસી આપતું મંગલ;
ઘણાં ગર્વિષ્ટ હૃદયોમાં, લપાયુ લાગતું મંગલ.
અરે છે દિન આ મંગલ, ઘડી પળ માસ છે મંગલ;
વળી છે વર્ષ પણ મંગળ, થજો અમ દેશનું મંગલ.

---

# મ્હેમાનગીરી.

### ગઝલ.

સુણો મોંઘા અમારા સૌ, મળેલા પુજ્ય મ્હેમાનો;
હજારો ખોટને ખામી, હશે મ્હેમાનગીરીમાં.
બન્યું છે જે અમારાથી, ધર્યું છે આપ સેવામાં;
વિરમીએ વ્હાલ વર્ષાવી, વીરા મ્હેમાનગીરીમાં.
ધરીશું ભાવની ભેટો, ચરણુમાં આપના હર્ષે;
નવિન કૈં અન્ય સામગ્રી, નથી મ્હેમાનગીરીમાં.
સુચવજો ભૂલ ભક્તોથી, થએલી સ્નેહથી શાણુા;
ચહો તે માગજો પ્યારા, ખડા મ્હેમાનગીરીમાં.
અમોને માફ સૌ કરજો, પડી તકલીફ જો તમને:
થયું ઓછું કંઇ વત્તું, કદી મ્હેમાનગીરીમાં.

---

# મંગલ મહોત્સવ.

### હરિગીત.

પ્યારા પ્રભામય દિવ્ય કિરણો, આજ અમ આવાસમાં;
જો વર્ષતો છે વિશ્વનો સૌ, હર્ષ આ ચોપાસમાં.
રેલાય છે સાચો સુધામય, સ્નેહ સર્વ સમાજમાં;
પ્રિય આજ છે ઉગ્યો સુનેરી, સૂર્ય અમદાવાદમાં.

૨

શણગારીઆં ચૌટાં અને સૌ ચોક દિવ્ય દમામથી;
સાહી સજાવી છે દુકાનો ને મકાનો ભાવથી.
અલકાપુરી સમ ઓપતું, અમ શહેર જો આબાદમાં;
ઉજવાય છે ઉત્સવ અનેરો, આજ અમદાવાદમાં.

૩

પાળી રજા છે સર્વને, મન માનતું ત્યાં મહાલવા;
શાન્તિ અને સુખો સહુમાં, સ્નેહથી સંભાળવા.
આવી વધાવા સુંદરી સૌ, સ્વર્ગની આકાશમાં
વીર દેશના ભક્તો પધારે, આજ અમદાવાદમાં.

૪

પ્રિય લાલ, પાલ, પધારશે, કવિરાજ સાથે લાવશે;
મન માનતા મહંમદ અને, શૌકત સુહાગી આવશે.
ચોંટી રહી અમ ચિત્તની, વૃત્તિ વિરાગી દાસમાં;
મોહન, મદન, મોતી, પધારે આજ અમદાવાદમાં.

૫

અરવિંદ હિંદ તણા અરે, નિજ પાદ અમ વાસે ધરે;
પંડિત નેહરૂ પ્રેમથી અમ, આંગણું પાવન કરે.
સરલા, સરોજની આવતાં વૃદ્ધિ થશે સૌ સાજમાં;
સન્નારીઓ સ્નેહે પધારે, આજ અમદાવાદમાં.

૬

જીવન મહીં ચેતન નવું, બળ બાળ વૃદ્ધ યુવાનમાં;
દૈવી દયાની દેવિઓ દેતી દુઆ કૈં દાનમાં.
ના શોકની છાયા દીસે, લવલેશ પણ સમશાનમાં;
આનંદ વૃષ્ટિ વરસતી છે, આજ અમદાવાદમાં.

૭

ઘેલા થયા દર્શન તણા, બંદા બહાદુર પ્યારના;
અતિ સ્નેહ આકર્ષણ થકી, આવ્યા જનો બહુ બ્હારના.
મેળો મહા દેવો તણો, આ આવતો આભાસમાં;
ઝંડો ફરૂકે રેંટીઆનો, આજ અમદાવાદમાં.

૮

સૌ દેશના સજ્જન પધારીને વધારો હર્ષને !
ઉન્નત મનેથી આપજો, આશીષ આ ઉત્કર્ષને.
માગી તમે લેજો પ્રિય નવ હોય જે તમ પાસમાં !
સેવક સહુ તૈયાર ઉભા, આજ અમદાવાદમાં.

—*—

 ૯૯૦૭

# અ-સહયોગ.

ગઝલ.

અમે આ યોગ ધાર્યો છે, ધિરજને ધારવા માટે;
સકળનાં સુખ ને શાન્તિ, સદા સંભાળવા માટે.
પળ્યા સૌ પ્રેમના પંથે, અનાથો પાળવા માટે;
નહી કે હિંદના શત્રુ, સુણીને મારવા માટે.

( ૨ )

અમારો યોગ આ છે ના, અવરને તોડવા માટે;
ચહીએ સ્નેહ સાકળથી, સહુને જોડવા માટે.
ચલાવ્યો રેંટીઓ ઝ્યારો, કમાઈ ખોલવા માટે;
નહીં વ્યાપાર પરદેશી, પ્રજાનો બોળવા માટે.

( ૩ )

અ-સહયોગી થયા સર્વે, ખરૂં જે બોલવા માટે;
વળી ન્યાયે તપાસીને, હૃદયથી તોલવા માટે.
પ્રપંચી લોકનું પોગળ, પ્રજામાં ફોડવા માટે;
નહીં કે દુઃખને દેખી, ડરીને ડોલવા માટે.

( ૪ )

અમારા શાન્ત સંગ્રામે, લડે છે મર્દ ને નારી;
ખડી આ ફોજ મ્હોટી જે, નહી હથીઆર ધરનારી.
ગુજરતાં સખ્ત સંકટને, કરી સત્કાર સહનારી;
પ્રસંગે દેશને માટે, વિના દરકાર મરનારી.

( ૫ )

અમારા સૈન્યની અગ્રે, રહ્યા રણધીર ગાંધીજી;
સહુના હિતની વાતો, કહે ગંભીર ગાંધીજી.
પ્રજાના માટ સંકટ સૌ, સહે એ વીર ગાંધીજી;
નહીં કે અન્યને દ્વેષે, કરે તદબીર ગાંધીજી.

( ૬ )

અ-સહયોગી થયા એતો, કરે ના જાનની પરવા;
નહી મ્હોટા થવા માટે, અગર ના માનની પરવા.
રહ્યા તો રંગ મ્હેલોમાં, નહી સમશાનની પરવા;
ફક્ત આ ધર્મના યુધ્ધે, ધરી છે ધ્યાનની પરવા.

( ૭ )

અમે આ વેશ ધાર્યો ના, ભલા મિત્રો ભમાવાને;
નથી ઉન્મત્ત બનીઆ કૈં, ગરિબોને રડાવાને.
સહીને સંકટો સ્નેહે, અચળ શાન્તિ જમાવાને;
ચીરો જો દેશ તાર્યોના, જનમીઆ ભાર ભરવાને.

( ૮ )

વફાદારી અમારી છે, અચળ અમ પ્યારની પ્રત્યે;
સદાની છે વળી સાચા, શૂરા સરદારની પ્રત્યે.
રહી છે શુભ્ર ખાદીના, અનુપમ વેષની પ્રત્યે;
અરે હંમેશને માટે, અમારા દેશની પ્રત્યે.



# "સત્યાગ્રહી સાધુ"

ગઝલ.

સદાએ સત્યને માટે, નિડર નિશ દિન લડનારા;
તસુ પાછા ન હઠનારા, કદી સત્યાગ્રહી સાધુ.
જુઠાણાને જલાવીને, જગેથી ખાક કરવાને;
નહી દરકાર ધરનારા, ખરા સત્યાગ્રહી સાધુ.
રસીલાં સત્યનાં સુત્રો, પ્રસરવાને પ્રજા માંહી;
કદીના શાંત ઠરનારા, પુરા સત્યાગ્રહી સાધુ.
સજાના સખ્ત ફરમાને, કડીથી કેદ કરવાથી;
કહે જે તે કરે સાચું, શૂરા સત્યાગ્રહી સાધુ.
ચમકતી હો ભલે શૂળી, અગર ફાંસી તણા ફંદે;
ધરેના કાળજુ કાચું, મરે સત્યાગ્રહી સાધુ.
શૂરાઓ શાન્ત સંગ્રામે, લડે છે દેશને માટે;
સ્વદેશી વેશ ધારીને, ફરે સત્યાગ્રહી સાધુ.
ગુલામી તોડવા માટે, ઝુઝે છે શીરને સાટે;
કુસંપી કલેશ બાળીને, લડે સત્યાગ્રહી સાધુ.
ધુધવતાને ઉછળતા આ, મહા મસ્તાન અરણવમાં;
સદાએ સત્યના તુંબે, તરે સત્યાગ્રહી સાધુ.

# "નહી મન હિન્દનું માને"

ગઝલ.

ગયા એ દિન પહેલાંના, નભેના હાલ તો બ્હાને;
નકામા વાદ વદવાથી, નહી મન હિન્દનું માને.
પધાર્યા છે ફલાણાને, ફલાણા આવવાના છે;
હવે તો લેશ ડરવાથી, નહી મન હિન્દનું માને.
અચળ વિશ્વાસ બેઠો છે, અમારા આત્મમાં અમને;
લગીરે લાંચ લાલચથી, નહી મન હિન્દનું માને.
અમોને બંધના જેવું, ત્હમારૂં તંત્ર ભાસે છે;
મુકો સહકાર કરવાથી, નહી મન હિન્દનું માને.
વિદાર્યા છે હજારોને, હજારો મારવાના છે;
સખત એ શબ્દ સહવાથી, નહી મન હિન્દનું માને.

---

# "વિદેશી વસ્ત્રની હોળી"

ગઝલ.

કરી છે હિન્દના પ્યારા, પનોતા સર્વ પુત્રોએ;
પ્રતિજ્ઞા પાર એ પડવા, વિદેશી વસ્ત્રની હોળી.
ભરી છે હસ્તમાં વિદ્યા, હતી વિખ્યાત જે વિશ્વે;
[illegible] ઉદ્ધાર થાવાના, વિદેશી વસ્ત્રની હોળી.

અમારા દેશની લક્ષ્મી, સુદર્શન સર્વ સદનોનું;
ચલાવી રેંટીઓ કરશું, વિદેશી વસ્ત્રની હોળી.
ફકીરોને અમીરોએ, મકાનો પાક કીધાં છે;
શરીરે સાફ સહુ બનાવા, વિદેશી વસ્ત્રની હોળી.
મુસલમીન, પારસી, હિન્દુ, મળી સંગાથ સળગાવે;
સ્વદેશી શુદ્ધ વાપરવા, વિદેશી વસ્ત્રની હોળી.

---

# સ્વાર્પણ.

**મંદાક્રાન્તા.**

વીંટાએલાં, દ્રઢ દુઃખદ જે, બંધનો તોડવાને;
ને સર્વેને; સરળ પથમાં, સંપથી જોડવાને;
સંભાળીશું, સરવ તજીને, શારદા સાધકોને;
અર્પીશું આ, જીવન સઘળું, હિન્દના બાળકોને.

૨

જે છે માર્ગો, કઠીન અઘરા, સર્વ સ્હેલા બનાવા;
ને સુયત્ને, સ્વજન સહુમાં, ઐકયતાને જમાવા;
સંતોષીશું, તન, મન, ધને, દેશ સુધારકોને;
અર્પીશું આ, જીવન સઘળું, હિન્દના બાળકોને.

૩

છે ભાવીનો, ઉદય ઉજળો, હસ્ત જેના થવાનો;
ને છે જેને, જીવન પથમાં, વખ્ત આ પેસવાનો;

પોષીશું રે, પ્રણયસહૂ એ, વીર્યના પાળકોને;
અર્પીશું આ, જીવન સઘળું, હિન્દના બાળકોને.

૪

સ્નેહે અર્પી, ધન સરવદા, વંધ વિદ્યાલયોમાં;
સાચા ભાવે, મગન રહીશું, દિલના આશયોમાં;
ધારીશું આ હૃદય પટમાં, ધર્મના ધારકોને;
અર્પીશું આ, જીવન સઘળું, હિન્દના બાળકોને.

૫

પોતા માટે, સહન કરશું, સર્વ કષ્ટો પડે જે;
ને કાપીશું, પથ વિચરતાં, કંટકો જે નડે તે;
પૂજીશું રે, સહન કરીને, આત્મ ઉદ્ધારકોને;
અર્પીશું આ, જીવન સઘળું, હિન્દના બાળકોને.



# "સ્વદેશી વાપરો ખાદી"

ગઝલ.

તજીદો મોહ મલમલકે, વિદેશી અન્ય કાપડનો;
ચહો જો હિન્દ આબાદી, સ્વદેશી વાપરો ખાદી !
પવિત્રાઈ તણી પ્યારી, પ્રતિમા એક અવનીમાં;
સુકોમળ, શુદ્ધ, નેસાદી, ; સ્વદેશી વાપરો ખાદી !

તણાઇને વણાઈ દેશનાં વ્હાલાં કુટુંબોથી;
પુરાણા પુણ્યની યાદી, સ્વદેશી વાપરો ખાદી!
અનુપમ અંગ પર ધરવા, સુગમ છે અન્ય સાધનમાં;
બને તકીઆ અને ગાદી, સ્વદેશી વાપરો ખાદી!
વસાવી વસ્ત્ર પરદેશી, લુંટાવી દેશની ઈજ્જત;
કીધી બેહાલ બરબાદી, સ્વદેશી વાપરો ખાદી!
ગ્રહીલો આગ્રહી હિન્દી, બનીને શુભ મુહુરતમાં;
પ્રસાદી દેશની તાજી, સ્વદેશી વાપરો ખાદી!

---

# "હમારા હિંદને માટે"

અમે બસ માલ મિલ્કતને, થઇ આધિન કિસ્મતને;
તજી કર ખાક ધારીશું, હમારા હિન્દને માટે.
બધી દુનિયા તણા બંધો, નિબંધો ને પ્રબંધો જે;
પળે વિપળે વિહારીશું, હમારા હિન્દને માટે.
ધરા, ધન, ધામ, છોડીને, સબંધી સ્નેહ તોડીને;
વિકટ કો પંથ ધારીશું, હમારા હિન્દને માટે.
અમે બસ રાહ રાનીમાં, વિચરશું વ્હાલ આણીને;
વિપત્તિને વિસારીશું, હમારા હિન્દને માટે.
સુસેવક દેશના થાઓ, સહુ દેશીનું હિત ચાહો!
અધિકમાં એ ઉચારીશું, હમારા હિન્દને માટે.

---

# મહાત્મા ગાંધી.

વસંતતિલકા.

ઓ કર્મવીર, પ્રિય, હિંદ તણા હિતસ્વી !
જ્ઞાની, ગૃહસ્થ, ગુરૂ, મિત્ર, મહા તપસ્વી !
પાડયો પ્રકાશ સઘળે, બસ સત્યતાનો;
ઉચ્છેદ નિત્ય કરીયો, ખળ દુષ્ટતાનો.

૨

ત્યાગી વિલાસ જગ વૈભવ સંપતિને;
વાળી વિરાગ પથમાં મનની ગતિને;
સાધ્યો સદૈવ દ્રઢ સંયમ ઇંદ્રિયોનો;
તું વંદનિય પ્રિય પૂજ્ય સહુ જનોનો.

૩

દુઃખી અનેક, નિજ બંધવ તારવાને;
ડુબી રસાતળ જતો, ધ્વજ ધારવાને;
સેતુ સમી સબળ, પાજ સમાજ બાંધી;
સાથી અનાથ જનના, ગુણવાન ગાંધી !

૪

સત્યાગ્રહી, અખિલ વિશ્વ, મહીં વિજેતા;
દેશી અપાર દળના, નરવીર નેતા;
ટાળી અનેક જનના, ઉરની ઉપાધી;
યોગી મહાન મહીમાં, ગુરૂદેવ ગાંધી.

૫

પૂરો ભરાઈ બનતાં, ઘટ પાપથી જ્યાં;
પ્રેર્યો પ્રયોગ સઘળે, સંતાપથી જ્યાં;
પેચી પ્રપંચ પડદા, પટ તોડવાને;
પ્રાગટ્ય છે તુજ તણું. ઘટ ફોડવાને.

૬

ઉગ્યો પ્રદિપ્ત અરવિંદજ, હિન્દ કેરો;
અંધાર ગાઢ હરવા, જગનો ઘણેરો;
સચ્ચાઇ કષ્ટ સહતાં, સજી શાન્તતાને;
મ્હોટાઇ લેશ ધરતા, નવ આ મહાત્મા!

---

# ત્હારી કૃતિ.

ગઝલ.

સુતેલા સપ્ત સત્તાના, સપાટાથી રીબાઇને;
હજાતો કેસરી કરથી, પ્રથમ જાગી જગાડ્યા ત્હેં!
ભૂલેલા ભાન પોતાનું, ડુબેલા ગાન ઘેલામાં;
સહુને મંત્ર કંઈ મોંઘા, સુણી સાચા સુણાવ્યા ત્હેં!
નથી સત્તા, નથી હિંમત, અમારી કામ કરવાની;
ભરેલી એજ ભ્રમણાને, ભૂલી ર્‌હેલાં ભૂલાવ્યા ત્હેં!
ગરિબોને તવંગરની, ચહીને નિત્ય આબાદી;
સ્વદેશી શુદ્ધ વસ્ત્રોમાં, સજી સાથી સજાવ્યા ત્હેં!

પ્રીતિને ન્યાય, નિતીના, ક્ષમા, દ્રઢ ધૈર્યતા કેરા;
સમત્વ ભાવ શાંતિના, પઢી પાઠો પઢાવ્યા હેં !
હજારો કંટકો કેરા, ભરેલા રાહ રાનીમાં;
જહાં જ્ઞાની બણીને તું, ગયો ચાલી ચલાવ્યા હેં !
જગતના સર્વ દેશોથી, બનેલા સર્વદા બાતલ;
ઝળકતા દેશના ઝંડા, અહી હસ્તે ગ્રહાવ્યા હેં !
મદે ભરપુર મસ્તીમાં, ફરે અલમસ્ત વસ્તીમાં;
ગુણે ગર્વીષ્ટ હસ્તીને, સખા ગાંધી હલાવ્યા હેં !

---

# ગાય માતા.

## શિખરણી.

પ્રિયે પ્યારા પુત્રો, અરપણ કરે દેશ ચરણે;
સમર્પે છે સાચી, વિવિધ વિધ સેવા જગતને;
સદા પોષે પ્યારી, પય મધુર આપી મનુજને;
નમું દેવી નિત્યે, પદ મહીં ધરી શિર તુજને.

૨

અરે ખંતે ખેડે, તનુજ તુજ ઝાઝી જમીનને;
ધરી કંઠે ગાડી, ગમન કરતા રાત દિન કો.
કુપેથી પાણીને, જમીન પર ખેંચે પ્રણયથી;
સદા સંતોષે છે, જગત તુજ સાચા તનય એ.

૩

અમુલાં રત્નો છે, પ્રગટ તુજથી આ જગતમાં;
જીવાડે સૃષ્ટિને, જીવન નિજ આપી વખતને;
ગુણી ગૌ માતા છે, અધિક ઉપકારો તુજ તણા;
ભૂલે એ જે પાપી, જરૂર ખળ નાદાન નર છે.

૪

ખુની પુત્રો ત્હારી, ગરદન કરે કત્લ કરતા;
દયા દેવીને ના, હૃદય પટમાં લેશ ધરતા;
અરે ! હિન્દી લોકો, નિજ ધન હણે હસ્ત થકી જ્યાં;
પરાયા લૂંટે ત્યાં, નજર નવ આવે નવિન કૈં.

૫

જગે ત્હારી કિર્તી, યશ વિમળ ગાશું ગરવથી;
અતિ આબાદી છે, તુજ થકી અમારા સદનની.
બચાવીશું સ્નેહે, તનય તુજ છુરી કતલથી;
અને ત્હારાં દુઃખો, સહન કરી હરશું ભૂતલથી.

---

# "બચાવો ગાય માતાને"

ગઝલ.

ખૂની જુલ્મી થઇને કાં, સતાવો ગાય માતાને ?
હજારો કષ્ટથી હિન્દી, બચાવો ગાય માતાને.

તમારા દેશની લક્ષ્મી, જનેતા રંક રત્નોની,
બચાવો દેશના વીરો, બિચારી ગાય માતાને.
સહે સંકષ્ટ ઝાઝાં જે, ચહે છે દેશનું સારૂં;
તમે પુત્રો છતાં આવા, બળાપો ગાય માતાને.
ખૂની છે દેશના શત્રુ, કતલ જે ગાયને કરતા;
દઇ કાં તેહના હસ્તે, કપાવો ગાય માતાને ?
સુધા સંસારનું સાચું, મધુરૂ દૂધ આપે છે;
ગુમાવો કાં કતલ ખાને, અમુલી ગાય માતાને ?
કરે સંગ્રામ ખેતીનો, ખરે તન તોડ મહેનતથી;
અરે એ દેશના મિત્રો, તજુનો ગાય માતાનો.
અરેરે ! દેહના દુઃખે, મરે છે કૈંક તો ભૂખે;
અરે ! કાં હિન્દ વાસીઓ, વિસારો ગાય માતાને?
તમારા દેશમાં દૈવી, રહી શકતી દયા કેરી;
કૃતઘ્ની કાં બનો બંધુ, બચાવો ગાય માતાને ?

—o—

# તાજમહાલ.

## વસંત તિલકા.

એ ભવ્ય પ્રેમ પ્રતિમા, મુમતાજ કેરી !
સર્વાંગ સુંદર છબી, તુજની અનેરી;
ગર્વાણુ ગાત્ર વહતાં, કૈં કૈં રસાળુ,
ને મુક્ત કંઠે કરતાં, યશગાન ત્હારૂં.

( ૨ )

નિત્યે શું લેપન કરે, નવનિત અંગે ?
કે કોતર્યો બરફ, પહાડ થકી ઊમંગે ?
યા શુભ્ર આ તુજ વપુ, પય સ્નાનથી છે ?
કે ચિત્રકાર દિલના, વરદાનથી છે ?

( ૩ )

કાં વિશ્વ આ, અજબ આદર યુક્ત જોતું ?
કાં રહેજમાં નિરખતાં, હર કોઇ મ્હોતું ?
છે શું અહા, સબળ મોહીની મંત્ર સાધ્યો ?
કે દેવકો, અસહ્ય કષ્ટ સહી ઊપાર્યો ?

( ૪ )

કારીગરે વિવિધ, રંગીન પત્થરોને,
બુદ્ધિ બળે, અમુલ રત્ન સમા કરેલા;
છે તે થકી સૃજીત, સુંદર જાળીઓને,
દેદિપ્યમાન દિસતી, દ્વય કબ્ર જોડી.

( ૫ )

છે વિસ્તરી, અજબ રંગીન વેલીઓને,
પુષ્પો સહીત રચિયા, કંઈ છોડવાઓ;
શીલ્પી કળા, નિપુણ હસ્ત તણી કસોટી;
મુર્તિ મહાન જગમાં, બસ તુંજ મ્હોટી.

( ૬ )

હોઠાં હશે મનહરાં, અદકાં મકાનો,
હોઠાં હશે, પ્રબળ મંદિરને મહાલો;

દીઠી ન કો તુજ સમી, રહી આકૃતોમાં,
છે સર્વ માન્ય, તુજ તાજ ઇમારતોમાં.

( ૭ )

જ્યોતિ પ્રકાશ થકાં, શાહ તણા સુયત્ને,
પ્રેરી પ્રદિપ્ત પ્રતિભા, પુરૂષાર્થ પ્રેમે;
સંગીન એ, સબળ સાચા તંતુએ.ની,
એ ભવ્ય પ્રેમ પ્રતિમા, મુમતાજ કેરી!

( ૮ )

ખંતી અને, ધૌરજ ધારક ચિત્રકારો,
છોડી ગયા, અખુટ કિર્તી તણો ખજાનો;
લક્ષ્મીતણું સદન, શાન્ત સુહાય ચિત્તે,
આપે સ્મૃતિ, અનુપ પ્રાચિન હિન્દની કૈં.

( ૯ )

ભંડાર એ, અખૂટ લક્ષ્મી તણા ગયા ક્યાં ?
કારીગરો પ્રથમના, જઇને રહ્યા ક્યાં ?
ભોકતા અનેક, રિધ સિદ્ધ તણા નીરાંતે,
એ બાદશાહ બળીયા, જઇ ક્યાં વસ્યા છે?

( ૧૦ )

વસ્ત્રો વિના અહરનિશ, કૈં નગ્ન રહેતા,
સખ્તાઈ શાન્ત મનથી, સઘળી સહેતા;
ભૂખે અનેક રવડે, તુજ બાળ બાળા,
સ્વર્ગિય ભારત ભૂમિ, તુજ હાલ આવા ?

# "સ્વર્ગિય ભારત ભૂમિ તુજ હાલ આવા"

વસંત તિલકા.

ક્યાં એ ગયા અખૂટ લક્ષ્મી તણા ખજાના ?
મ્હેલો મહાન મળીઆ, કંઇ એ મઝાના ?
સૂતા જઈ કંઈ અહા, તુજ રાવરાણા ?
"સ્વર્ગિય ભારત ભૂમિ, તુજ હાલ આવા"

( ૨ )

વિખ્યાત એ, મયુર આસન વિશ્વમાં જે,
વેરાન જંગલ મહીં, જઈ ક્યાં દટાયું ?
દિનો અનેક ગુજર્યો, તુજ શિર કાળા,
"સ્વર્ગિય ભારત ભૂમિ, તુજ હાલ આવા"

( ૩ )

શૂરા તનુ તુજતણા, જઇ ક્યાં ફસાયા ?
કીર્તિ મિનાર તુજના, પ્રિય કાં ઘસાયા ?
ચોપાસ આગ સળગી, નવ કો બુઝાવા,
"સ્વર્ગિય ભારત ભૂમિ, તુજ હાલ આવા"

( ૪ )

કંગાલ બાલ તુજ, માલ વિહીન છે કાં ?
નિર્માલ્ય હાલ દુઃખી આ, સહુ દિન છે કાં ?

લાગ્યા ધનાઢય સહુ, રંક જનો રીબાવા;
" સ્વર્ગિય ભારત ભૂમિ, તુજ હાલ આવા "

( ૫ )

રે! રે! લડે સ્વજનમાં, કંઈ ઝેર ધારી,
ખુશી થઈ મલપતા, કંઇ વેરવાળી;
બ્હાદુર બોલ વદતા, બળીયા બતાવા,
" સ્વર્ગિય ભારત ભૂમિ, તુજ હાલ આવા. "

( ૬ )

વસ્ત્રો વિના અહર નિશ, કૈં નગ્ન રહેતા,
સખ્તાઈ શાન્ત મનથી, સઘળી સહેતા;
ભૂખે અનેક રવડે, તુજ બાળ બાળા,
" સ્વર્ગિય ભારત ભૂમિ, તુજ હાલ આવા "

---

# આગળ વધો ! આગળ વધો !

## હરિગીત.

ગૌરવ ચહો જો દેશનું, જ્ઞાતિ, કુટુંબી, ગામનું,
વૃદ્ધી ચહો વ્યાપારની, વળી સુખ ઈચ્છો હામનું;
શાન્તિ સબળતા સાધવા, સત્યાગ્રહી સાચા થશે,
નિજ તંત્ર મેળવવા સહુ, આગળ વધો ! આગળ વધો !

( ૨ )

પરતંત્રના પીંજર મહીં, પુરાઈ રહેવું કયાં સુધી ?
માતા તણું અણુછાજતું, અપમાન રહેવું કયાં સુધી ?
નિજ આશ્રયી થાવા અહા, સૌ સત્યનાં શસ્ત્રો સજો !
તમ આત્મ બળ અજમાવવા, આગળ વધો! આગળ વધો !

( ૩ )

વાત્સલ્યતા ભૂમાતની, વિસરો નહી વીર હિંદીઓ !
તમ તિવ્ર તેજ પ્રભા પ્રચારો, પ્રાણ જાતાં હિન્દીઓ !
હરકત હજારો આવતાં, હિંમત કદી નવ હારજો,
આશા નિરાશાને તજી, આગળ વધો ! આગળ વધો !

( ૪ )

પ્રગતી પ્રદેશે પૃથ્વીની, સર્વે પ્રજાઓ દોડતી,
રે ! ભાર્તવાસી ભ્રાત નવકાં, આંખ તમ ઊંચી થતી ?
છે સમય આવ્યો હસ્તમાં, શુભ કાળ સર્વે સાધજો,
અબળાપણું અળગું કરી, આગળ વધો ! આગળ વધો !

( ૫ )

ધરી વીરતા વિજેતાઓ, વિરાજ્યા અગ્રમાં આવી;
સરવના હિતના રીતિ, રહ્યા છે જેહ બતલાવી;
ધરીને બાંહ્ય બંધુની સદા, શઠતા; થતી સંહારજો,
મન, વચન, કાયા, કર્મથી, આગળ વધો ! આગળ વધો !

# ગર્વિષ્ટ અધિકારીને!

મનહર.

બુટ અને સોટી લાલ, હસ્તમાં રૂમાલ લાલ;
લાલ એટ ભાલ મહીં, ટીલડી લગાવતા.
મુખ લાલ ગાલ લાલ, નયન બનાવી લાલ;
માલ કલદાર માટે; લાકડાં લડાવતા.
સલામ સાહેબજી, પ્રણામ પરદેશી પાસ;
દાસ જાણી દેશીઓને, અચુક અડાવતા.
ધરી અધિકાર કરી, પ્યારનો પ્રકાશ નાશ;
ત્રાસ દરશાવી, દામ, દિનના કઢાવતા.

( ૨ )

ગણો બાદશાહી તમે, બંધુઓને પીડાવામાં;
પ્રજાના પગારદાર, પ્રજાના ગુલામ છો.
ચાંચીઆ સમાન ચોર, વૃત્તિ ચિત્તમાંહી ધરો;
લાંચીઆ ન અશ્વ તમે, અશ્વની લગામ છો.
મફતનો માલ મન માનતો કમાઈ ખાઈ;
સાંઢીયા હરાયા જેવા, બનેલા હરામ છો.
બતાવો દમામ પણ દાસ તમે દેશીઓના;
જામના હજામ તમે જાતે નહીં જામ છો.

# હૃદય ધ્વનિ.

## મનહર.

સ્વદેશના હિતમાં વિશેષ, ચિત્ત ધર્યું નહીં,
વારસ વિદ્યાના બન્યા, કહો શું ઉકાળવા ?
અનાથોના નાથ, બનવામાં ધન ધર્યું નહીં;
બન્યા ધનવાન, દિન પાળવા કે મારવા ?

કળાવાન થઇ કળા, કોઇને બતાવી નહીં.
કુળાવાન બન્યા છો, બચાવવા કે બાળવા ?
ભાષણ ભલેરાં ભણો, ભારે ભારે ભેટ કરી;
ધર્યાં ઈલિકાબ રે ! ડુબાવવા કે તારવા ?

( ૨ )

પ્રપંચે પ્રવીણને, અમીર જેવી વાત કરો,
ડરો નહીં દિલ મહીં, દેશીને દબાવતાં,
દમામમાં દાદ નવ, ધરો દિન કેરી દિલ,
ઢીલ નવ કરો, લાત મારીને સતાવતાં.

બહુ બહુ શોરને, બકોર કરો જોર કરી,
વળી નવ જુઓ નિજ, રોફને બતાવતાં,
દેશીઓના દામ હરવામાં, હામ ધરો જેમ;
રાંક પતિ રીઝે નિત, રાંડને રડાવતાં.

( ૩ )

કુળાધર બની કળા, અનેક પ્રસારી કરે,
કળાવાન અવર બનાવવા, કળા આદરો.
સ્વદેશી દરેકનું, હરેક રીતે હિત ચહી,
અહીં હિતકર પંથ, પ્રીતે પાદને ધરો;
તજીને ગુમાન, અભિમાન, માન, મદ, તજી;
પરાર્થે પ્રાણ કુરબાન, પ્રીતથી કરો.
કલેશ લવલેશ નવ, ધરો દ્વેષ દિલ મહીં;
હમેશ દેશ હિતમાં, વિશેષ વિત્ત વાવરો.

( ૪ )

બની વીર ધીર ધરી, નવલ કળાઓ કરી,
ફરી ફરી અરી કેરૂં, પતન કરો વળી.
જનની ઉદ્ધારવા, વધારવા ને વીરધીર;
સમિર સમાન ગતિ, ત્વરિત ધરો વળી.
વિચરી વિદેશ વિત્ત, આણવું સ્વદેશ મહીં;
આર્ય કેરા તાપના, પ્રતાપને ફરો ધરી.
મલકમાં આનકાન, દેશનું તપાસી માન;
ધ્યાન દઈ જાળવો, સ્વદેશી સંપથી મળી.

# કળાકૃતિ.

મનહર.

કળાથી કઠણુ કામ, સ્હેજમાં સરે તમામ;
કાળની વિશાળ ગતિ, કળાથી કરાય છે.
સિંધુની સપાટીપર, સફર સુ રીતે થાય;
ગમન ગગન મહીં, કળાથી કરાય છે.
ઉષ્ણુતા ઉંચાઇ, ને ઉંડાઇ સમજાય ભાઈ;
કળાથી મહાન મહી, માપમાં મપાય છે.
કળાથી અકળ કૃતિ રવિ શશી તારકોની;
અનિલ સલિલ તણી, ગતિ પરખાય છે.

( ૨ )

જળ સ્થળ કળથી, પમાય પરિશ્રમ વિના;
જોરાવર ઝાઝા જન, કળાથી જીતાય છે.
કળાથી ગવાય ગાન, જુઓ જડ વસ્તુ થકી;
રસિક ભાષાની મહીં, ભાષણુ ભણાય છે.
વિકટ વિદેશમાં, વિલંબ વિણુ વિચરાય;
વિદેશી વિશેષ દામ, કળાથી કમાય છે.
કળાહિન દેશનો, દેદાર દીન દર્શ થાય,
સુખના સમંસ્ત મૂળ, કળામાં સમાય છે.

(૩)

દારિદ્રના દુઃખથી, બચાવવા અનેક જન;
કમાઈ વધારવા, કળાધરો કળાકરો!
કળાલય સ્થાપવાને, કાપવા કુચાલ ઘણા,
હજારોના હિત માટે, હામ હોંશથી ધરો!

વિદ્યાને વધારવા, સુધારવાને સુંદરીઓ;
વીરત્વ બતાવી વીર, આર્ય તનુ વિચરો!
તેલને ફુલેલ ધરી, વ્યાળ સમ વાળ કરી;
ફક્કડ બનીને આપ, ફોગટમાં કાં ફરો?

# અન્યાય.

## ચોપાઇ.

ઘર વેચીને તીરથ કરો, ભેટ કરીને ભુખે મરો;
અંધ દેવને શ્વાનજ ખાય, દેખીતો એ તો અન્યાય.
વરકન્યા ખાડામાં પડો, ગોર તણું તરભાણું ભરો;
કપટી ઝાઝા દામ કમાય, દેખીતો એ તો અન્યાય.

સાચો ને સદ્દગુણ ભંડાર, સત્ય સમક્ષ નહીં વદનાર;
પૂર્ણ રીતે તે ના પોષાય, દેખીતો એ તો અન્યાય.
ફકીર જેવા થઈને ફરો, દાગીના પર દેવા કરો;
કારજ આવ્યું ના શેકાય, દેખીતો એ તો અન્યાય.

દુઃખ સમયમાં સ્હાયક થાઓ, ગાયેલું મુખેથી ગાઓ;
ભલે તમારાં સુખડાં જાય, દેખીતો એ તો અન્યાય.
કષ્ટ સહીને ખેતી કરો, પાકે તે સઉ અમને ભરો;
લાભ જતાં મુડી લુંટાય, દેખીતો એ તો અન્યાય.
હોદ્દા પર બેસાડ્યા પછી, શિર કાપો રૈયતનાં ધસી;
આખો રાજા દાસ ગણાય, દેખીતો એ તો અન્યાય.
ઘરના ઠાકોર ઠાલા ગણી, દોડે જ્યાં ત્યાં બીજા ભણી,
ભક્તિમાં ભરમાવો થાય, દેખીતો એ તો અન્યાય.
બ્હેન કહી બોલાવો આપ, બાઈ તમોને કે'છે બાપ;
પતિ પત્નિની ચાલ ચલાય, દેખીતો એ તો અન્યાય.
મંડળ ભક્તિ કરવા મળે, પરનિંદા પાછળથી કરે;
મૂળ તજીને ડાળાં સ્હાય, દેખીતો એ તો અન્યાય.

---

# આધુનિક શાસ્ત્રીય બે મહાન શોધો.

—હરિગીત—

પ્રાણી ઘણાં સંહારવાને, પોષવા અન્યાયને;
શોધો મહાન થઈ જગે, મશહુર બેજ મનાય છે.

મોંઘવારી એ અતિશે, આવીઆ રંજાડવા;
જીવલેણુ શસ્ત્રો શોધીયાં, અગણિત જીવો મારવા.

(૨)

અદ્‌ભૂત ઔષધ અન્ન જે, ઉપજે સદા અમ હિન્દમાં;
ઘી, ગોળ અન્ય અનેક ચીજો, છે થતી આમ હિન્દમાં.
ના પેટભર આ દેશનાં, બાળક કદી ખાઈ શકે;
મુખ ફાડી બેઠી મોંઘવારી, ત્યાં ગરીબો શું ટકે ?

(૩)

સાચાં સુરક્ષક સર્વદા, વસ્ત્રો અમારા અંગનાં;
મોહક બનીને મારતાં, અમને અનુપમ રંગનાં,
જર માટ જુગારી થયા, સૌ નગ્ન અંગો ઢાંકવા;
પાડે ફરજ એ મોંઘવારી, સર્વને આવા થવા.

(૪)

ક્યાં કષ્ટ આ કે'વું જઈ, સામે ખડાં શસ્ત્રો અતિ;
નિર્દોષ જીવો મારવા, જેમાં રહી ઝાઝી ગતિ.
કે'તાં કતલ ગરદન થતી, ને આવતી પળ અંતની;
લજ્જા ગરીબોની વળી છે ના રહી શ્રીમંતની.

(૫)

પાછા પડી ભૂખના દુઃખે; જઇશું ચવાઈ કાળથી;
બ્હાદુર થઇ આગળ જતાં, બચવા તણો આરો નથી.

તો કાં પછી કંગાલ થઇ, બેહાલમાં સહવું સદા;
મરવું અગર તરવું રહ્યું, શૂરા થવામાં સર્વદા.

---

# સૂચના.

## ગજલ.

નકો મ્હોટા અમારાથી, અમે ના કોઇથી મ્હોટા;
કદી કો આવશે મ્હોટા, થતા તો ફાવશે નાના.
તમારામાં નહી શ્રદ્ધા, અમારી સર્વદા માટે;
ચતુરાઇ તણી વાતો, હવે તો ચાલશે નાના.
હતા જે છોડવા લીલા, સુકાયા સખ્ત ગરમીમાં;
જમીને રોપવાથી એ, ફરીથી ફાલશે નાના.
સહુની એક સંપીનાં, હતાં જે મૂળ ઉંડાણે;
ઉખાડી નાખીયાં તે તો, ઉંડી જડ ઘાલશે નાના.
હતી તરવાર તીણી જે, બનેલી સર્વના બળથી;
બુઠી તે બાયલા હસ્તે, કદી એ કાપશે નાના.
મીલાવેલી મળી વીણા, વિના ઉસ્તાદ ઉરેથી;
સ્વરો દૈવી મધુરાએ, કદી આલાપશે નાના.

---

# કનક–કથીર સંવાદ.

## કુંડળીયા.

લોહાને સોનું કહે, સાંભળ સાચી વાત;
તું છે કોણ વીશાતમાં, મુજ કિંમત વિખ્યાત;
મુજ કિંમત વિખ્યાત, જાત મમ સહુ કો જાણે;
કીર્તિ યશ, આરામ, જગત આ મુજથી માણે;
સરખાવે કાં સાથ, મુરખ ખચ્ચર. ઘોડાને;
તજ ખોટો આભાસ, કહે સોનું લોહાને.

૨

હેમ હરામી શું વદે, વિસરી મુજ ઉપકાર;
જમીન થકી મેં તુજને, ખોદી કાઢયું બ્હાર;
ખોદી કાઢયું બ્હાર, સજાવી સુંદર કીધું;
મુજ ઓજારે તુને, અનુપમ ગૌરવ દીધું;
જેથી જગની નજર, ઠરે છે તુજના સામી;
બની મસ્ત માતંગ, વદે કાં હેમ હરામી?

૩

તસ્કરની ચારી કરે, તુકું હસ્ત તલવાર;
તીરથી કુમળાં પક્ષીના, પ્રાણ પતિત હરનાર;
પ્રાણ પતિત હરનાર, બિચારાં મૃગ મૃગલીનાં;
રે! હણતાં નિર્દોષ, દયા દિલ લેશ ધરીના;
ખુની કાળ તુજખ્યાલ સમિપ આવે લશ્કરની;
કુડા કથીર બદમાસ, કરે ચારી તસ્કરની.

૪

આદરથી જન જગતના, મુજશું બાંધે પ્યાર;
મુજનાં સાધનથી સહુ, કરે કૃષિ કૃષિકાર;
કરે કૃષિ કૃષિકાર, જીવાડે સૌ સૃષ્ટીને;
જન તન રક્ષણ કાજ, સહુ ઝાઝી કષ્ટીને;
સ્નેહ સત્ય વિશ્વાસ, હર્યા તેં હેમ સકળથી;
અવળા ધંધા થાય, જગતમાં તુજ આદરથી.

૫

શોભાયો છે મુજ થકી, સઘળો આ સંસાર;
ધન લોભી જન વિશ્વના, કરે વણજ વ્યાપાર;
કરે વણજ વ્યાપાર, ઘણા તો ડો'ળી દરિયો;
આભુષણ અતિ અંગ, સજે શાણી સુંદરીયો;
બની નાર શૃંગાર, પ્યારમાં લોભાવ્યો છે;
મેં તો આ સંસાર, ખરેખર શોભાવ્યો છે.

૬

રક્ષણથી મુજના દીસે, સુખીયાં સૌ નરનાર;
સંગ્રામે શીર મુકતા, શૂરા સજી હથીઆર;
શૂરા સજી હથીઆર, નિડર થઈ આગળ ચાલે;
કરી ત્રીયાનો સંગ, ડરી તું પાછળ ચાલે;
ભરમાયો સંસાર ભલો, ભુંડા ભક્ષણથી;
સલામતી અસ્તિત્વ, રહ્યું મ્હારા રક્ષણથી.

૭

જાશે શું તું સ્વર્ગમાં, વળી વૈકૂંઠ મોઝાર?

ઇંદ્રભવનમાં ઓપતો, શચી તણો શૃંગાર;
શચી તણો શૃંગાર, વળી વૈભવ લક્ષ્મીનો;
કુબેર ઘર ભંડાર, પાર ક્યાં છે લક્ષ્મીનો ?
વૃથા વિતંડા વાદ, વદેથી હાંસી થાશે;
કરતાં ક્રોડ ઉપાય, જીતી શું મુજને જાશે ?

૮

ભુલે કાં નાદાન ! રામ, અર્જુન કરતીર;
કૃષ્ણ કરે ચક્ર ફરે, ગદા ધરે રણવીર;
ગદા ધરે રણવીર, ત્રીશુળ ધરે ત્રીપુરારી;
પરશુરામ કર લોહ તણી, જો વજ્ર કુહાડી;
ભૂલી સોના ભાન, ધરી અભિમાન ફુલેકાં ?
વજ્ર વિશ્વ મશહુર, અરે ! નાદાન ભુલેકાં !

૯

એકજ માતાના તમે, બેઉ થશો બદનામ;
મ્હેણાં નીચાં મારતાં, વળે નહીં કંઇ આમ;
વળે નહી કંઇ આમ, પરસ્પરમાં લડવાથી;
વધ્યાં પ્રકૃતિ માત, તકે આવી ચ્હડવાથી;
સરખા બળીયા બેઉ, બાળકો એક પિતાના;
ઉદર થકી ઉત્પન્ન થયા એકજ માતાના;

૧૦

સમાધાન સોના અને, લોહાનું કરી આમ;
માયા દેવી મલપતાં, ગયાં પછી નિજ ધામ.

---

# નૂતન-વર્ષાભિનંદન.

## વસંત તિલકા.

શાન્તિ સદા સુખકરા, ભવનાથ આપો;
શ્યામા પ્રતિ નવલ અક્ષય પ્રેમ સ્થાપો;
મિત્રો થકી સુયશ વૈભવ વિત્ત જાચો;
વર્ષે નવા અધિક સુખ અખંડ પામો.

૨

પામો પ્રીતિ વિમળ બાળ યુવાન કેરી;
વૃદ્ધો તણી ફળદ આશિષ હ્યો ઘણેરી;
વ્હાલા વિપત્તિ સઘળી શીરથી વીરામો;
વર્ષે નવા અધિક સુખ અખંડ પામો.

૩

વ્યાધી થકી વિમુખ આપ વપુ સુહાજો;
જીવ્હા પરે અચળ શારદા મા વિરાજો;
થાજો રૂડાં તમતણાં પરિપૂર્ણ કામો;
વર્ષે નવા અધિક સુખ અખંડ પામો.

૪

## ઉપજાતિ.

કુંટુબનો કલેશ કંકાસ જાજો;
વડા જગે પુન્ય શાળી ગણાજો;
થાજો વળી પ્રૌઢ પ્રતાપ વાળા;
ગાજો કવિત્તે ગુણી ગુણ પ્યારા.

---

# ગ્રાહક બંધુને વિનંતી.

આ પુસ્તક શ્રી નડીઆદ હિંદુ અનાથાશ્રમના લાભાર્થે પ્રગટ કરવામાં આવ્યું છે. માટે સ્વાર્થ સાથે પરમાર્થનો લાભ લેવા પ્રત્યેક સદ્ગ્રહસ્થને વિનંતિ છે.

લી સેવક.

" સજજન. "